આદિવાસી બાળકોનું બાલપત્ર

એપ્રિલ ૨૦૦૫
વર્ષ ૧, અંક : ૬

**સંપાદક**
વિક્રમ ચૌધરી
સુરમલ વહોનિયા

**પરામર્શક**
ભગવાનદાસ પટેલ
ચામુલાલ રાઠવા
કાનજી પટેલ
ડાહ્યાભાઈ વાઢુ

**કળા સંયોજન**
દેસીંગ રાઠવા

**મુદ્રણ સંયોજન**
નીરજ કેંગે

**પ્રકાશક**
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬ ૨, શ્રીનાથધામ સોસાયટી, દિનેશ મિલ પાસે,
વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮

# અનુક્રમણિકા



'બોલ' ના વાચકમિત્રોને વિનંતી છે કે 'બોલ'માં સમાવાયેલ વિષયોને અનુરૂપ જો કોઈ લખાણ તમારી પાસે હોય અથવા આપને લખવાની ઈચ્છા હોય તો તે લખી નીચેના સરનામે મોકલશો.

સંપાદકશ્રી, 'બોલ'
૧૫, કે કે પાર્ક, પટેલ નગર પાસે, શાસ્ત્રી રોડ, બારડોલી
ફોન નં. : ૦૨૬૨૨ - ૨૨૩૩૯૪

# સંપાદકીય

બાળ મિત્રો

તમારી પરીક્ષા પુરી થઈ. ને હવે તમારા હાથમાં એનું પરિણામ હશે. ગુરુજીના આશીર્વાદ સાથે તમે પરિણામ લઈને નાચતા કુદતા ઘરે જશો. હવે આખો દિવસ રમવાની મઝા પડશે. સાથે ઘરે આજુ બાજુ કે ગામમાં કોઈના લગનમાં જવાની, ઢોલ, ડોબરું, તુર, ટારપું, પાવા, કાહળે વગેરે સાથે નાચવાની મઝા આવશે. બળદ ગાડામાં કે ચાલતા જાનમાં પણ જશો ને? ને હવે તો બસ અને ટ્રકમાં પણ જાન જતી હોય છે.

લગનમાં વગાડવાના જુદા જુદા આગળ જોયા તે સંગીતના વાજિંત્રો જુદા જુદા આદિવાસી લોકો તેમના કોઈ પણ પ્રસંગમાં વગાડે છે. આ બધા સાધનોની બનાવટમાં કોઈ ઈલેક્ટ્રીક સામગ્રીનો ઉપયોગ થતો નથી. આપણા વડીલો એને જાતે બનાવે છે. હા કદાચ તમને પણ બનાવતા આવડતું હશે.

અમે જ્યારે નાના હતા ત્યારે ગાડાની પૈંડાની હાહડીનું ઢોલ બનાવતા. ઢોલ બનાવવા જંગલમાંથી ઝાડનો ગુંદર લાવી તેને પાણીમાં ઓગાળતા. ગુંદર વડે કાગળ ચોટાડતા. કાગળના ઉપરના ભાગ પર ગુંદર લગાવી સુકવી દેવાથી કાગળ તંગ થઈ જતું. વગાડવા માટે નાની લાકડીનો એકાદ ફૂટનો નાનો ટુકડો લઈ તેના પર કપડું વીંટી સરસ બનાવી વગાડતા.

બધા મિત્રો વગાડીને ખૂબ આનંદ મેળવતા. એજ રીતે પાંદડા, ઘાસ, વાંસ કે તાડના પાંદડા કે કોઈ પણ વનસ્પતિના ભાગનો ઉપયોગ કરી જુદા જુદા વાજિંત્રો બનાવતા. આ બધા જ સાધનો આપણી આસપાસ મળતી સામગ્રીમાંથી બને છે. એ બધા વાજિંત્રોનો અવાજ એટલો બધો મધુર હોય છે કે આપણને બધાને સાંભળવો ગમે છે.

આજે જે ઈલેક્ટ્રીક સામગ્રીનો ઉપયોગ કરીને બનાવેલા સાધનો કેટલા મોંઘા હોય છે. એને લેવા મોટા શહેરમાં જવું પડે છે. એ સાધનો બધા સેલ(બેટરી) કે લાઈટ વગર ચાલતા નથી. જ્યારે આપણે જે સાધનો બનાવીએ છીએ એતો બધાં જ આપણે ગમે ત્યાં ગમે ત્યારે વગાડી શકીએ છીએ. તમે પણ વગાડતા હશો ને? બગડી જાય તો જાતે સમારીએ. કેટલું સરસ કહેવાય.

તમારા મિત્રોને આ સંગીતના સાધનો બનાવતા આવડતા હશે. ન આવડતા હોય તો આપણા મિત્રો અને વડીલો પાસેથી આપણે શીખવું જોઈએ. વેકેશનમાં આપણને આટલું આવડે એવા પ્રયત્નો કરવા જોઈએ. સાથે આવતે વરસે ઉપલા ધોરણ(નવા વર્ગ)માં જવાના છીએ તે વિશે પણ જાણવું જોઈએ. અને તમારા આ 'બોલ' માટે તમારી નવી નવી વાત લખીને, ચિત્રો દોરીને મોકલશો તો બીજા અંકમાં અમે એને છાપીશું.

# ' પણ કેમ ? '

' કેમ ?

' કેમ તને થાક નથી લાગ્યો ? ' મે પૂછ્યું

મોયનાએ જોરથી માથું હલાવી નન્નો ભણ્યો.

' બકરીઓ ઘરે કોણ લાવશે? અને લાકડા ભેગાં કરશે કોણ? અને પાણી વહી લાવવાનું છે તે? ને પક્ષી પકડવા માટે જાળ કોણ પાથરશે? '

એમ, એક પછી એક સવાલો પૂછાવા લાગ્યા .

' મોયના , શેઠે આપણા માટે જે ચોખા મોકલ્યા હતા ને એના માટે એમનો આભાર માનવાનું ભૂલતી નહીં.' ખિરીએ કહ્યું. 'હું કેમ આભાર માનું ?' મોયનાએ કહ્યું . 'શું હું એમના કોઠનો કચરો વાળતી નથી?' અને જે બીજા હજારો કામ તે ? શું ક્યારેય એમણે મારો આભાર માન્યો છે ? તો મારે આમ શા માટે કરવું?

એમ કહીને મોયના બહાર ભાગી ગઈ.

ખિરી નિસાસો નાંખતાં બોલી , ' આવી છોકરી તો બાપ ક્યારેય નથી જોઈ બસ , આખો વખત 'કેમ - કેમ' જ કર્યા કરે છે. ટપાલી એટલે જ આને ' કેમ -કેમ છોકરી' કહીને બોલાવે છે.

' એ તો મને ખૂબ વ્હાલી છે , ' મેં કહ્યું.

' પણ છે ખૂબ જ જિદ્દી ' . ખિરીએ ફરી

ઉમેર્યું ' બસ ક્યારેય માનતી જ નથી.'

મોયના એક શબર હતી. એ એક નિર્ધન જનજાતિ વર્ગની હતી. એમની પોતાની કોઈ જમીન હતી નહીં, પણ એમણે ક્યારેય કોઈ ફરિયાદ કરી નથી. બસ આ એક મોયના જ એવી જેના સવાલો વધતા જતા હતા.

'મારે પાણી વહી લાવવા માટે આટલે બધે દૂર નદીએ શા માટે જવું પડે છે? આપણને ડાળખાં - પાંદડાંના ઝૂંપડામાં શા માટે રહેવું પડે છે ? દિવસમાં બંને વખતે જમવામાં ભાત કેમ નથી ખાઈ શકતા ?'

મોયના ગામના પટેલો અને શેઠોની બકરીઓ ચરાવવા જતી.

પણ એ ક્યારેય કોઈની ચાપલૂસી કરતી કે ન કોઈનું ઋણ માથે ચડાવતી એ પોતાનું કામ કરતી અને સાંજે ઘરે આવી જતી.

'મારે શા માટે કોઈનું એંઠું જમવાનું?' એ કહેતી.

' હું શાક, ભાત, કરચલો અને લાલ મરચા સાથે મજાનું જમવાનું બનાવીશ અને મારા કુટુંબ ભેગી જમીશ.' એમ તો શબર જાતિના લોકો મોટા ભાગે પોતાની દીકરીઓને કામે મોકલતા ન હતા. પણ મોયનાની માઁ નો એક પગ ખરાબ હતો અને એ બરાબર ચાલી શકતી ન હતી. એના બાપા કામની શોધમાં દૂર જમશેદપુર ચાલ્યાં ગયાં છે. અને એનો મોટો ભાઈ 'ગોરો', દરરોજ લાકડાં વીણવા જંગલમાં ચાલ્યો જાય છે. એટલે મોયનાએ કામ કરવું પડતું હતું.

એ ઓક્ટોમ્બરમાં, આખો મહિનો એ ગામમાં રોકાણ કર્યું. એક સવારે, મોયનાએ જાહેરાત કરી કે હવેથી એ મારા ભેગી રહેશે. 'ના ',ખિરીએ કહ્યું.

' કેમ નહીં ? આટલી મોટી તો ઝૂંપડી છે. એક ડોશીને રહેવા માટે કેટલી જગ્યા જોઈએ ? 'એમ મોયના કહી રહી હતી.

'તો પછી કામ પર કોણ જશે ? એની માઁ એ પૂછ્યું.

'જઈશને , પણ કામ પરથી સીધી હું અહીંયા આવી જઈશ, ' મોયનાએ હઠથી કહ્યું.

અને એમ એ આવી ગઈ, એક જોડી કપડાંને એક નોળીયાના બચ્ચાને સાથે લાવી . 'આ ખૂબ ઓછું ખાય છે અને ખરાબ સાપને ભગાડે છે,' એણે કહ્યુ 'સાપ હું પકડીને માઁને આપી દઉ છું. એ એની મજાની સાલન બનાવે છે. હું તમારા માટે થોડીક લેતી આવીશ.

(ક્રમશઃ)

શ્રવણના પગે ફોલ્લા પડયા. ગળે શોષ પડયો. ત્રણે ત્રાહીમામ પોકારી ગયા. વાસુદેવ અને રુખમાઈ કહે, -બેટા પાણી લઈ આવ. અમને તરસ લાગી છે. તરસે જીવ જશે. અહીંજ કાશી થઈ પડશે.

શ્રવણે કદંબના ઝાડની ડાળીએ કાવડ લટકાવી અને ઝાડ ઉપર ચઢીને ચારે તરફ જોયું. પશ્ચિમ દિશામાં દૂધિયા તળાવનું પાણી ટીપ ટીપ ટીપ ટીપ ચમકતું હતું તે જોયું.

કાવડને ડાળીએ જ લટકતી રાખી શ્રવણ દૂધિયા તળાવે પાણી લેવા ચાલ્યો. સૂના ગાઢ વનમાં રસ્તો ભૂલી જવાશે એમ વિચારી એણે ડાળી તોડી, પથ્થર ગબડાવી, કાપડનાં ટૂકડા બાંધી નિશાની કરતો દૂધિયા તળાવે ગયો.

ત્યાં એના મામા રાજા દશરથ ધનુષ બાણ લઈ એક તીરથી બે નર એક માદા મારવા બેઠા હતા.

તળાવની પાળે ઊભા રહીને એણે ઘડો ધોયો. પછી પાણી ભરવા લાગ્યો. પાણી ભરવાનો અવાજ

દશરથે સાંભળ્યો અને એનાથી બાણ છૂટી ગયું. બાણ સીધું શ્રવણની છાતીમાં વાગ્યું.

'એય માતા, એય પિતા' કરતો શ્રવણ પડયો. દશરથના કાને માણસના શબ્દો પડયા. એણે અવાજની દિશા તરફ દોટ મૂકી. જોયું તો નેત્રે જળ આવ્યું. ભય, ભય, ભય, પોતાના બાણથી સગો ભાણેજ શ્રવણ ઘાયલ થયો હતો- ઘડી- બે ઘડીમાં મરણ પામે તેવી સ્થિતિ હતી.

શ્રવણ કહે- 'મામા, તમે અમારી કાશી અહીંજ પૂરી કરી દીધી. હવે એક કામ કરો. આ ઘડો લઈને જે રસ્તે પથ્થર ગબડેલા દેખાશે, ડાળી તોડેલી દેખાશે અને કાપડનાં ટૂકડાની નિશાની દેખાશે તે રસ્તે જાવો. કદંબના ઝાડની ડાળીએ મારા માતા-પિતાની કાવડ લટકતી હશે. પહેલાં માતાને પાણી પાજો. પછી પિતાને પાજો. પહેલાં બોલતા નહી.



દશરથભારે હૃદયે ઊઠ્યો. શ્રવણે બતાવેલી નિશાની એ નિશાનીએ ચાલતો કાવડ પાસે ગયો. એના ગળે ડૂમો ભરાયો. નેત્રે જળ આવ્યાં ઘડો રુખમાઈ માતાને મોએ માંડયો

રુખમાઈ કહે,- શ્રવણ, તું રીસાયો છે? બોલતો નથી? તને કાંટા વાગ્યા હશે, કાંકરા વાગ્યા હશે, ઠોકર વાગી હશે. તેથી તુ રીસે ભરાયો છે. બોલે તો જ પાણી પીશ. રીસનું પાણી મારે નથી પીવું.

દશરથે પાણીનો ઘડો વાસુદેવના મોંએ લગાવ્યો. એણે પણ આવો જ જવાબ આપ્યો.

દશરથ રડી પડયો. રુખમાઈ દશરથને ઓળખી ગઈ, 'મારો શ્રવણ કયાં છે ?'

દશરથે આખી વાત કહી.

રુખમાઈ કહે- પાપી, વેરી. ઉઠાવ અમારી કાવડ અને લઈ જા મારા શ્રવણ પાસે પાપી, વેરી. ભાષીરાવ (ભાણેજ) તો કાશી કહેવાય. એને જ તે બાણ માર્યુ ?

ત્રણે રડતાં હતાં. દશરથે કાવડ ઉઠાવી. ત્રણે દૂધિયા તળાવે આવ્યાં. શ્રવણ

છેલ્લી ઘડી ગણતો હતો.

રુખમાઈના કહેવાથી દશરથે ત્યાંજ ચિતાનાં લાકડાંની સરણ રચી. એના ઉપર વાસુદેવ અને રુખમાઈ બેઠાં .પછી શ્રવણને ખોળામાં લીધો.

રુખમાઈ કહે- 'પાપી, વેરી દશરથ, પુત્ર વિરહનું દુઃખ તને અત્યારે નહીં સમજાય. પણ તારા પેટે રામ અવતરશે. એને વનમાં જવું પડશે, ત્યારે આજ સ્થળેથી એ તારાથી વિખુટો પડશે. તું દુઃખી હૃદયે રામ રામ કહીશ ત્યારે જો રામ પાછું વળી તને જોશે, તમારી આંખ મળશે, તેજ ઘડીએ તારો અંત થશે.

હવે ખેંચી કાઢ તીર.શ્રવણની છાતીમાંથી તીર ખેંચી કાઢવામાં આવ્યું. એક ઝાટકા સાથે શ્રવણનો જીવ નીકળી ગયો. સાથે જ વાસુદેવ અને રુખમાઈ પણ મરણ પામ્યાં. દશરથનો શાપ ઊગર્યો એક તીરથી બે નર અને એક માદા મર્યા.

(ક્રમશઃ)

# વાંદરાને ઝાપટ પડી



સભામાં એવા નિર્ણયો લેવાયા કે પાણીમાં રહેનારા મનુષ્ય જાતિનો વિરોધ નથી કરતા ને આપણો વિરોધ કરે તે કેમ ચલાવી લેવાય, આપણે આપણા હક્ક માટે લડવું પડે. લડવાનું સાંભળી શિયાળ ગેલમાં આવી ગયું તે કહે શૂરવીર તો છીએ પણ પાણીમાં જઈને લડતાં કાચબાં ને કરચલાં પગ તળે આવી જાય તો વધારે પડતી. જીવ હિંસા થઈ જવાનો ડર લાગે છે. પાણીમાં લડવાનું નામ સાંભળી વાંદરાને કંપારી છૂટે તે કહે ના... ભાઈ ના... પાણીમાં તે ડચકિયાં ખાઈ જવાય... કાગડાં, કબૂતર, હોલાં, ચકલાં, તેતર વગેરેએ વિરોધ કર્યો ને કહ્યું અમારી પાંખ ભીંજાઈ જાય તો કાચબાં અમારા ડુચા કાઢી નાખે. સિંહ જંગલનો રાજા કહેવાય એટલે સભાએ તેનો અભિપ્રાય માંગ્યો. સિંહે એના સરદાર મોતિયા કૂતરા સાથે ગુપ્ત બેઠક કરી ને વિચાર્યું કે પાણીમાં જો ભૂલે ચૂકે મગરના હાથમાં આવી ગયા તો બોચીમાં પકડીને ડૂબકીઓ ખવડાવી દે ને આમ કરતાં વધારે પડતું પાણી પીવાઈ

જાય તો લડવાનું જોર ના રહે. લડવૈયા તો આપણે છીએ પણ નાલેશી ભરી હાર થાય તો ! ગુપ્ત બેઠક કરીને પાછા આવેલા સિંહ તેમજ કૂતરાએ જાહેર કર્યું કે અમે તો આખી જીંદગી લડ્યા જ કરીએ છે, હાર કોઈ દિવસ સ્વીકારતા નથી પણ જંગલનો કાયદો જોતાં તમારી બહુમતિ છે એટલે તમને માન આપીને યુદ્ધ સિવાયનો કોઈ માર્ગ કાઢીએ.

સભામાં બોલવા રીંછ ઊઊંચું નીચું થયા કરે પણ એના તરફ કોઈએ ધ્યાન ન આપ્યું એટલે બધાથી આગળ આવીને બધાને શાંત પાડતું બોલ્યું, ‘‘આપણે મનુષ્યોની જેમ પાણી માટે નથી લડવું, લડી ઝઘડીને પાણીના ભાગલા નથી પાડવા, પાણી તો કુદરતી છે એના પર સર્વેનો સરખો અધિકાર છે, હું જળમાં રહેનારાંને સમજાવીશ.’’

રીંછની વાત સાંભળી ભેગાં થયેલાં બધા ખુશ થયાં ને આકાશ સામે મોઢા ઊંચા કરી જોર-જોરથી રીંછને શાબાસી આપી, તાળીઓના ગડગડાટ સાથે રીંછને અભિનંદન આપ્યા ને જેમ બને તેમ જલ્દી પ્રશ્ન ઉકલે એવા પ્રયત્નો કરવા કહ્યું.

બીજા દિવસે લટકા ઝટકા કરતું રીંછ સરોવર પહોંચી, મોટી શિલા પર બેસી સાદ પાડી બધાને બોલાવ્યા, મગર, કરચલાં, કાચબો વગેરે આવી શિલા ને ઘેરો ઘાલ્યો તે દેખી રીંછનાં મોતિયાં મરી ગયા તેમ છતાં હિંમત એકઠી કરીને સર્વેને સંબોધ્યાં. ‘જગતમાં લડવાવાળાનો તોટો નથી પણ આપણે લડીને શું મેળવવું છે એક વખત લડવાથી લડાઈ ખતમ નથી થઈ જતી, પછી તો કાયમ લડવું જ પડે, ને લડાઈમાં તો બંને પક્ષને નુકસાન થાય, એક બીજાથી ડરીને રહેવું એના કરતા આપણે બધા સાથે મળીને એવો રસ્તો કાઢીએ જે બધાને ગમે.

હાજર થયા. કેટલીક દલીલો થઈ પણ છેવટના નિર્ણયો લેવાયા કે 'સર્વેને જીવવા માટે પાણી(જળ) જરૂરી છે અને એ તો કુદરતી છે, કુદરતી વસ્તુને જરૂરિયાત પ્રમાણે ભોગવવાની હોય, એના ભાગલા ના પડાય, ભાગલા પાડીને આપણને શું કરવુ છે?

બધાએ સર્વ સંમતિ દર્શાવીને કહ્યું પાણી તો બધાને જોઈએ જ, બંને પક્ષે સર્વ સંમતિ સધાતા એક બીજાને ઉમળકાથી ભેટ્યા, ને છેલ્લે સર્વાનુમતે ઠરાવ થયો. કૂતરા, ભૂંડ તેમજ શિયાળને સૂચના આપવામાં આવી કે હવે પછી ગંદા થયા છે તો સરોવરમાં નહીં પણ ખાબોચીયામાં પડ્યા રહેવું પડશે, તમને સુધરવાની એક તક આપવામાં આવે છે. સભાના નિયમો સ્વીકારી સૌ પોત- પોતાના સ્થાને ગયાં.

પાણીમાં રહેનારાંને રીંછની વાતમાં ભરોસો બેઠો તે મનમાં વિચારતા થઈ ગયા. હા વાત તો સાચી છે, એકબીજાને મારવું કે માર ખાવો એના કરતા સંપીને રહેવામાં મઝા છે. થોડા દિવસથી એકબીજાને મળતા નથી તેનું દુઃખ થાય છે.

ગેલમાં આવી ગયેલા રીંછે સરોવર કાંઠે મહાસભાનું આયોજન કર્યું, ત્યાં સર્વે

# નાની મારી આંખ

નાની મારી આંખ,
એ જોતી કાંક કાંક
એ તો કેવી, અજબ જેવી વાત છે.

નાના મારા હાથ,
એ કામ કરે મજાનું
એ તો કેવી, અજબ જેવી વાત છે.

નાના મારા કાન,
એ સાંભળે ગીત મજાનાં
એ તો કેવી, અજબ જેવી વાત છે.

નાનું મારું મોં,
એ બોલે બોલ મજાના
એ તો કેવી, અજબ જેવી વાત છે.

નાનુ મારુ નાક,
એ સુંઘે ગુલાબ મજાનુ
એ તો કેવી, અજબ જેવી વાત છે.

નાના મારા પગ,
એ દોડે કેવા મજાના
એ તો કેવી, અજબ જેવી વાત છે.

# ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન

ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણનનો જન્મ દક્ષિણ ભારતના એક નાનકડા ગામમાં અતિશય ગરીબ કુટુંબમાં તા. ૫ સપ્ટેમ્બર, ૧૯૮૮ના રોજ થયો. ભણવામાં નાનપણથી જ તે ખૂબ તેજસ્વી હતા. ઉચ્ચ શિષ્યવૃત્તિઓ મેળવીને એમણે બી.એ. અને એમ.એ. સુધીનો અભ્યાસ કર્યો.

હિન્દુ ધર્મ અને સંસ્કૃતિનો એમણે ઘણો ઊંડો અભ્યાસ કર્યો હતો. હિન્દુ ધર્મ અને દર્શન વિશે એમણે વિવિધ ઠેકાણે આપેલા પ્રવચનો ખૂબ પ્રસિદ્ધ થયા. પોતાના પ્રવચનોમાં તે ભારતની આઝાદીની છડે ચોક હિમાયત કરતા.

ઈ.સ. ૧૯૩૯માં શ્રી. રાધાકૃષ્ણન બનારસ હિન્દુ વિશ્વ વિદ્યાલયના ઉપકુલપતિ બન્યા. આઝાદી પછી તેઓ એક દાયકા સુધી દેશના ઉપરાષ્ટ્રપતિ બન્યા. ઈ.સ. ૧૯૬૨માં તેઓ દેશના રાષ્ટ્રપતિના સર્વોચ્ચ સ્થાને નિમાયા. ડૉ. રાધાકૃષ્ણન એમનાં પુસ્તકોથી પ્રસિદ્ધ છે. હિન્દુ ધર્મ અને જીવનદર્શન, પૂર્વ અને પશ્ચિમના ધર્મો, ફિલસૂફી, શ્રીમદ્ ભગવદ ગીતા, બ્રહ્મસૂત્ર, સ્વાતંત્ર્ય અને સંસ્કૃતિ ઈત્યાદિ વિષયો પર એમણે ૧૫ ઉપરાંત પુસ્તકો લખ્યાં છે.

ઈ.સ. ૧૯૫૪માં ભારતરત્નના ખિતાબ દ્વારા એમનું સન્માન કરવામાં આવ્યું.

તા. ૧૭ એપ્રિલ ૧૯૭૫ના રોજ એમનું અવસાન થયું. ડૉ. રાધાકૃષ્ણને કરેલી દેશસેવાને લીધે એમનો જન્મદિવસ (૫ સપ્ટેમ્બર) દર વર્ષે એમની યાદમાં દેશભરમાં 'શિક્ષક દિન' તરીકે ઉજવવામાં આવે છે.

# અંગ્રેજી મારી આસપાસ

વ્હાલા વાચકો, બાળ દોસ્તો...

હવે આપ સૌ આપણી વાચન યાત્રાથી પરિચિત થઈ રહ્યા છો. બસ આમજ થોડો થોડો રસ લેતા જઈએ, રમતા જઈએ, નવું નવું જાણતા જઈએ તો નવી ભાષા આપણા પર્યાવરણમાં, ભાવાવરણમાં ધીમે ધીમે, ટીપે ટીપે દાખલ થતી જાય. ખરું ને? તોજ અંગ્રેજી આપણને મુશ્કેલ ન લાગે.

ચાલો આપણો બાળમિત્ર ભીખો હવે તો શાળાની પરીક્ષામાંથી મુક્ત થઈ ગયો હશે. હવે તેને ઉનાળાની લાંબી રજાઓ છે. રજામાં શું કરવું તેનો તેણે વિચાર કર્યો જ હશે. પણ આપણે તેને 'બોલ' દ્વારા અંગ્રેજીના વાતાવરણમાં તો રાખવાનો જ છે. તો ચાલો, ટૂંકી અભિવ્યક્તિ માટે આ પરિસ્થિતિમાં શું કહી શકાય તે જોઈએ. એ માટે મને લાગે છે કે માતૃભાષાની આંગળી છોડવાની જરૂર નથી. જુઓ, બે મિત્રો વાત કરે છે. સુખો અને ભીખો. ભીખાએ તો અંગ્રેજી શીખવા માંડ્યું છે. સુખાએ તેને સાંભળવાનો છે.

સુખો : કેમ ભીખા પરીક્ષા થઈ ગઈ?

ભીખો : Yes, exams over.

સુખો: તું હવે ક્યા ધોરણમાં જશે?

ભીખો : In the fifth Standard.

સુખો: તો કમળાબેન તારા શિક્ષિકા થશે ખરું ને?

ભીખો : Yes, kamla teacher! next year!

સુખો: અરે વાહ, ભીખા, તું તો ધીરે ધીરે સારાં વાક્ય બોલતો થયો છે.

ભીખો : Yes, my dear, it is easy!

સુખો: વેકેશનમાં શું કરશે તું?

ભીખો : Reading Bol, helping father and playing with friends!

સુખો: ભીખા અત્યારે તાપ બહુ પડે છે નહિ?

ભીખો : Yes, the summer days are very hot.

સુખો : તો ચાલ, નદીએ નાહવા જઈએ.

ભીખોઃ o.k. let's go.

અરે, આતો બંને ચાલ્યા નદીએ. અરે ભીખાએ તો અંગ્રેજી ખરુ ઝીલવા ને ઝીંકવા માંડ્યું છે, હં કે એ તો એમજ શીખાય. તમને થોડા શબ્દો નામો વિશેષણો, ક્રિયાપદો આવડે એટલે કામ ચાલ્યુ. પણ એને માટે પરિસ્થિતિ તેનો ઉપયોગ પણ જોવો પડેને? હા, એ તો ખરું જ ! તો આવો થોડા શબ્દો હાલના સંજોગો પ્રમાણે ભેગા કરી લઈએ.

Summer - સમર - ઉનાળો

Vacation - વેકેશન- રજાઓ

Noon time - નુન ટાઈમ - બપોરનો સમય

Evening time - ઈવનીંગ ટાઈમ - સાંજનો સમય

Rising Sun - રાઈઝીંગ સન - ઉગતો સૂરજ

Setting Sun - સેટીંગ સન - આથમતો સૂરજ

Mid day - મીડ ડેઈ - મધ્યાહ્ન

Thirst - થર્સ્ટ - તરસ

Cold water - કોલ્ડ વોટર - ઠંડું પાણી

Earthern - અર્થન પોટ- માટલું

Empty - એમ્પ્ટી- ખાલી

Full - ફૂલ- ભરેલું

Glass - ગ્લાસ- પવાલું

Glass of water - ગ્લાસ ઓફ વોટર- પાણીનો ગ્લાસ

Stream of water - સ્ટ્રીમ ઓફ વોટર- પાણીનું ઝરણું

તો આવ, ભીખા, હવે તું જ આમાંથી બે-

ચાર વાક્ય બનાવ. તને સારુ આવડી ગયું છે.
ભીખો ખુશ થતો થતો શબ્દો ગોઠવે છે.

૧. આ ઉનાળો છે.
-This is Summer(season)
-ધીસ ઈઝ સમર

૨. એ ખૂબ ગરમી વાળો છે.
-It is very hot.
-ઈટ ઈઝ વેરી હોટ.

૩. બહાર ખૂબ ગરમી છે.
-It is very hot out side.
-ઈટ ઈઝ વેરી હોટ આઉટ સાઈડ

૪. હું બપોરે બહાર નીકળતો નથી.
-I do not go out at noon.
-આઈ ડુ નોટ ગો આઉટ અટ નૂન.

૫. મને ઠંડું પાણી ગમે છે.
-I like cold water.
- આઈ લાઈક કોલ્ડ વોટર

૬. મને એક ગ્લાસ પાણી આપો.
-Please give me a glass of water.
-પ્લીઝ ગીવ મી અ ગ્લાસ ઓફ વોટર

અને ભીખાની બહેન તેને એક ગ્લાસ ઠંડું પાણી માટલામાંથી આપ્યું. ભીખાએ તે પીધું અને બોલ્યો.

Thank you sister!
થેંક્યુ સીસ્ટર.

સુખાએ પણ પાણી માગ્યું, તેણે બોલવા માટે હોઠ ઉઘાડ્યા જરા ખચકાયો.

'ગલાસ આપ વટર'

ભીખાએ સુધાર્યું. જો સુખા આમ બોલઃ-

Glass of water. ગ્લાસ ઓફ વોટર.

of- નું 'અવ' બોલાય, water- માં 'વો' ઉચ્ચાર સાંકડો થાય. 'વટર' ન બોલાય. o.k.? ચાલો ત્યારે છૂટા પડીએ?

# ઉખાણાં ??????????????????

૧ ) રાજાના ઘરે રાણી ન જાય અને રાણીને ઘેર રાજા ન જાય તે શું.

**-બાહ્ડો, બાહ્ડી**

૨ ) દેવને ડાકણ ખાય તે શું?

**-ઊધઈ**

૩ ) કાળા વનમાં તાલીયો રમે તે શું

**-જૂ**

૪) ચાર ભાઈ આડા ચાર ભાઈ ઉભા.

**-ખાટલો**

૫) એક બાજુ છતુ અને બીજી બાજુ ઊંધું તે શું?

**-નળિયું**

૬ ) તને ના અડકાય અને મને ના અડકાય તે શું?

**-છાંયડો**

૭) કોતરની છેડે લીલો પાડો

**- મશીન**

૮ ) ઘુઘી-ઘુઘી પણ તેનો પાવર ન જડે

**-માછલી**

૯ ) એક ખેતરમાં સો હળ ચાલે તે શું

**- કાંસકો**

૧૦) ખાતી-પીતી ખૂણામાં જઈ સુતી

**-થાળી**

૧૧) કાળો અંગ્રેજ લીલી ટોપી

**-તાડ**

૧૨) લીલી ઘોડી અડવા દે પણ બેસવાના દે

**-થોર**

૧૩) ડોશો ઊઠેને આંબળા વીંટે તે શું?

**-પાઘડી**

૧૪) એક છોકરી જે રાજાને રડાવે.

**- મરચું**

૧૫) એક થાંભલો ને બે બારણાં

**- નાક**

એબી સીડી એબીસીડી

ઘોડા દોડાવો

ઘોડાની ટાલ તૂટી

મલય લગાવો

મલમ ઊપર માખ બેઠી

ચાદર ઓઢાડો

ચાદરનો છેડો ફાટ્યો

દરજી બોલાવો

દરજીની સોય ભાગી

લુહાર બોલાવો

લુહારનો હાથ ભાગ્યો

ડોક્ટર બોલાવો

ડોક્ટરની પેટી ચોરાઈ

પોલીસ બોલાવો

પોલીસની ટોપી ઊડી

તાલી બજાઓ

# માણસનું આયુષ્ય



દેવે આ ધરતી ઘડી. એમાં ગણ્યા ગણાય નહીં તેટલા જીવને ફરતા મૂક્યા. ઘણીવાર આવું આવું આપણે સાંભળ્યું છે. આ વાર્તામાં દેવ અને એના જીવોની વાત છે. એક દિવસ એક માણસ મૂંઝાયો એને થયું ‘‘દેવે સૌને આ ધરતી પર ફરતા મુક્યા પણ દરેકના આયુનું શુ? હોય તો કેટલી? વિચારતાં રસ્તામાં એને બળદ મળ્યો. બળદે પૂછ્યું માણસ ભાઈ કઈ તરફ જાવ છો? માણસે એના મનની બધી વાત કહી. વાત સાંભળી બળદ ડચકારા કરતો સાથે જોડાયો. બંને વાત કરતાં રસ્તે ચાલતા જતા હતાં ત્યાં રસ્તામાં એક કૂતરું મળ્યું. કૂતરાએ આંખો ઝીણી કરી પૂછ્યું ભાઈઓ તમે કઈ તરફ જાવ છો? કૂતરાનું કુતૂહલ જોઈ બંનેએ આખી વાત કહી. વાત સાંભળી કૂતરો રાજી થયો. એ પણ દેવને મળવા સાથે જોડાયો. પહેલા એક ના બદલે બે થયા, ને હવે બે ના બદલે

ત્રણ. ત્રણે ઝડપથી ચાલતાં આગળ વધતાં હતાં ત્યા ઊંડા જંગલનાં અંધારીયામાં એક ઘૂવડ મળ્યુ. આંખો પહોળી કરતાં ઘૂવડે પણ એવો જ સવાલ કર્યો. ત્રણેની વાત સાંભળી ઘૂવડ એમની સાથે સાથે ઊડવા લાગ્યું. એમ કરતા ચારેય જીવ દેવ પાસે પહોંચ્યા. દેવને મુંઝવણ કહી. બાપા આપે આ ધરતી પર જીવ આપી ફરતાં મૂક્યા પણ અમારે કેટલાં દિવસ જીવવાનું? કઈ નિયમ ખરો કે? દેવે વાત સાંભળી ઘડીક વિચાર કરી બોલ્યા, હા તો ઠીક જાવ દરેકને ચાલીસ-ચાલીસ વર્ષ દીધાં. સાંભળી સૌ ખુશ થતા પાછા ફર્યાં.

રાજી-ખુશીથી વાતો કરતાં ચારેય પાછા આવતાં હતા ત્યારે માણસને કઈક જુદો વિચાર આવ્યો એને થયું હું માણસ સૌથી વધારે બુદ્ધિવાળો સૌથી ઊંચી જાતનો તો પછી મારી આયુ સૌથી વધારે કેમ નહીં?. વિચારતા-વિચારતા એને એક યુક્તિ સૂઝી. એટલે તરત એણે ધીમેકથી બળદભાઈના કાને વાત મૂકી. બળદભાઈ બળદભાઈ તમને ખાવા માટે દાણા આપીશ, ઘડપણમાં તમારી ચાકરી કરીશ જો તમે તમારા જીવતરના વીસ વરસ મને આપો તો... ડચકારો કરતો બળદ વિચારે ચઢ્યો જુવાનીમાં મહેનત મજૂરી કરી દાડા કાઢીશ પણ ઘડપણ કેમ કરી નીકળશે? ભલે એ વીસ વરસ લેતો.. બોલ્યો ભલે જાવ દીધાં તમને વીસ વરસ.

હવે માણસની આયુ થઈ કુલ ૬૦ વરસ. તેથીય માણસને ધરપત થઈ નહીં. એટલે એણે કૂતરાને કાને વાત નાખી. બોલ્યો કૂતરાભાઈ તમે તો સૌથી વધારે સાવધ જીવ તમને મારા ઘરની દેખરેખ રાખવા રાખીશ, વિપત પડ્યે તમારી ચાકરી કરીશ જો તમે મને તમારી આયુના

vીસ વરસ આપો તો..
માણસની મીઠી વાત સાંભળી કૂતરાએ રાજી-ખુશીથી પોતાના જીવનના વીસ વરસ આપ્યા. હવે માણસની આયુ થઈ કુલ ૮૦ વરસ બરાબર.

૮૦ વરસથી પણ માણસને સંતોષ થયો નહીં. એટલે એણે છેલ્લે ઘૂવડને નરમ અવાજે કટકે કટકે વાત કહી. ઘૂવડ દાદા તમે તો જંગલવાસી ધીમા ધીમા તમારા દાડા જાય. શું તમારા આયુના વીસ વરસ મને આપશો? સાંભળી ઘૂવડ વિચારે ચડ્યો ધીમુ ધીમુ જીવન જાય એ ખરું. એમા આટલા બધા વરસ એકલા એકલા કેમ વિતશે? બોલ્યો ભલે ભઈ, લઈ લો વીસ વરસ.

તો સાંભળો હવે માણસનુ આયુ થયું કુલ ૧૦૦ વરસ જેનું શું થયું? પહેલા ૪૦ વરસ એ આરામથી જીવ્યો. પછીના ૨૦ વરસ બળદની જેમ મજુરી કરી. પછીના બીજા ૨૦ કૂતરાની જેમ ઘર ઘર બધે મોઢું માર્યું. અને છેલ્લા વીસ વરસ ઘૂવડની જેમ એકલા એકલા ધૂંધળું ધૂંધળું બધુ જોતો બેસી રહે છે.

## શું તમે જાણો છો?

૧) ગાંધીજીનું હસ્તલિખિત પુસ્તક કયું છે?

૧)સત્યના પ્રયોગો, ૨) હિંદ સ્વરાજ, ૩) સર્વોદય, ૪) આમાંથી કોઈ નહિ.

૨) હોળી કયા રાજ્યનો મુખ્ય તહેવાર છે?

૧)રાજસ્થાન, ૨) બિહાર, ૩) આંધ્રપ્રદેશ, ૪) ગુજરાત

૩) એકલવ્ય એવોર્ડ કઈ વ્યક્તિને આપવામાં આવે છે ?

૧) આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે રમતગમત ક્ષેત્રે સિદ્ધિ મેળવનાર ગુજરાતીને, ૨) રાષ્ટ્રીય ક્ષેત્રે, રમત ગમત ક્ષેત્રે સિદ્ધિ મેળવનાર ગુજરાતીને, ૩) પ્રાદેશિક ક્ષેત્રે, રમત ગમત ક્ષેત્રે સિદ્ધિ મેળવનાર ગુજરાતીને, ૪) આમાંથી એક પણ નહિ.

૪) રાવણના પિતાનું નામ શું હતું?

૧) પુલત્સ્ય, ૨) શકુનિ, ૩) ઘટોત્કચ, ૪) આમાંથી એક પણ નહિ.

૫) ગિજુભાઈ બધેકાનું કયા ક્ષેત્રમાં નોંધપાત્ર પ્રદાન છે?

૧) બાળશિક્ષણ, ૨) લોકશિક્ષણ ૩)સ્ત્રીકેળવણી, ૪) પ્રૌઢશિક્ષણ

૬) મહાશ્વેતા દેવી કોણ છે?

૧) અગ્રણી મહિલા રાજકારણી, ૨)અગ્રણી સમાજસેવિકા, ૩) બંગાળી લેખિકા, ૪) આમાંનુ એક પણ નહિ.

૭) નીચેના શબ્દો પૈકી કયો શબ્દ ‘ઉગમ’ના જેવા જ અર્થવાળો છે?

૧) ઉગાડવું, ૨) મૂળ, ૩) આથમવું, ૪) આગમન

૮) માનવ શરીરમાં એક મિનિટમાં

હૃદયના કેટલા ધબકારા થાય છે?

૧) ૯૦, ૨) ૭૨, ૩) ૬૫, ૪) ૬૦

૯) કપાસના વાવેતર માટે કેવા પ્રકારની જમીન વધારે અનુકૂળ છે?

૧) લાલ, ૨) કાળી, ૩) રેતાળ, ૪)ગોરાળુ

૧૦) કરોડરજ્જુમાં કુલ કેટલાં હાડકાં હોય છે?

૧) ૩૦, ૨) ૩૧, ૩) ૨૭, ૪) ૩૩.

૧૧) ભારતીય સાહિત્ય ક્ષેત્રનું કયો એવોર્ડ સર્વોચ્ચ ગણવામાં આવે છે ?

૧) મુર્તિદેવી એવોર્ડ, ૨) જ્ઞાનપીઠ એવોર્ડ, ૩) સાહિત્ય અકાદમી એવોર્ડ, ૪) વિશ્વ ભારતી એવોર્ડ

૧૨) વિશ્વનું સૌથી મોટુ રણ કયું ?

૧) સહરા, ૨) ગોબી, ૩) અરબી, ૪)થર

૧૩) ભારતમાં ચલણી નોટો ક્યાં છપાય છે ?

૧) મુંબઈ તથા હૈદરાબાદ, ૨) નાસિક તથા દેવાસ, ૩) મુંબઈ તથા નાગપુર, ૪) આમાંનું એકપણ નહી

૧૪) ભારતમાં કયા રાજ્યના લોકોની માથાદીઠ આવક સૌથી ઓછી છે ?

૧) હરિયાણા, ૨) પંજાબ, ૩) મહારાષ્ટ્ર, ૪) બિહાર

**જવાબો :**

**૧)સત્યના પ્રયોગો, ૨)રાજસ્થાન, ૩)આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે રમતગમત ક્ષેત્રે સિદ્ધિ મેળવનાર ગુજરાતીને, ૪)પુલત્સ્ય, ૫)બાળશિક્ષણ, ૬)બંગાળી લેખિકા, ૭)મૂળ, ૮)૭૨, ૯)કાળી, ૧૦)૩૩, ૧૧)જ્ઞાનપીઠ એવોર્ડ, ૧૨)સહરા, ૧૩)નાસિક તથા દેવાસ, ૧૪)બિહાર**

# ટેલિફોન

૧૮૭૬માં અમેરિકામાં એલેકઝાન્ડર ગ્રેહામ બેલ નામના એક માણસે બહુ અનોખો પ્રયોગ કર્યો. તેઓએ બે ડબ્બા લીધા અને ડબ્બાને દોરીથી બાંધીને એક ડબ્બામાંથી તેઓ બોલ્યા. બીજા ડબ્બામાંથી અવાજ નીકળ્યો હતો. આમ આપણા 'ટેલિફોન'નો ઉદ્ભવ થયો. ટેલિફોનની અંદર આપણો અવાજ માઈક્રોફોન દ્વારા વીજળી થઈને તારમાં જતો રહે છે, અને એક મેગ્નેટથી ત્યાં ફરી અવાજના રૂપમાં આવે છે. આ રીતે આપણો અવાજ કોઈ બીજી વ્યક્તિ સુધી સરળતાથી પહોચે છે. પહેલા ફક્ત આપણા દેશમાં જ ફોન હતા. આજે એક એવા પ્રકારનો તાર છે કે જેનાથી આપણો અવાજ દરિયાની પેલે પાર પણ પહોંચી શકે છે. હવે ઘણા બધા ફોનોને તારની પણ જરૂર પડતી નથી. આવા પ્રકારના ફોનને એન્ટિના હોય છે અને એ એન્ટિના દ્વારા આપણો અવાજ ટાવર સુધી જાય છે. આ સમયે આ ટાવર આપણો અવાજ બીજાને મોકલે છે, આવા પ્રકારના ફોનને 'મોબાઈલ' કહેવામાં આવે છે 'મોબાઈલ' એ અંગ્રેજી શબ્દ છે. 'મોબાઈલ'નો અર્થ 'ભટકતા' ફરતા એવો થાય છે. એટલે કે આપણે જ્યાં જઈએ ત્યાંથી આ 'મોબાઈલ' દ્વારા ફોન કરી શકીએ છીએ.

રાતદિવસ એ એમાં લાગ્યો
સેતર વિહાગે વહેમ ધર્યો
રાતે છાના એ જોઈ રહ્યા.
સેતર વિહાગે પૂછ્યું ગાંગેયને
વહેમ ધર્યાનું પાપ કેમ ધોવું?
ગાંગેય કહે પીપળે પેસી
સળગો
ઘણું ફરીને પીપળો
શોધ્યો

રંગ રાજા પાસે ત્રણ ભાઈ ગયા
'બાપ મર્યો લો કન્યા પાછી'
'એ છે મા' તમારી, સેવા કરો.
માને ભાઈ પાછી લઈ ગયા.
ગાંગેય કરતો માની સેવા

પીપળેથી નીકળ્યો એક પારગી
મતરવાળા ગામનો હતો પારગી
એણે સેતર વિહાગને બાળ્યા
સેતર વિહાગ પીપળીમાં સમાયા
એક દિવસનો સમાજોગ આવ્યો

સાસુને પૂછે સેતર વિહાગની રાણી
:અમારે છોકરાં નથી, શું કરીએ?
વિચાર કરીને સાસુ બોલી
શું બોલી?
સૂરજ સવારે નીકળે ત્યારે
ચાલો ગાંગેય આગળ વસ્તર કાઢી
વસ્તર કાઢી બેઉ રાણી ચાલી
લાજે એકે આંખ,

તો બીજીએ સાથળ ઢાંકી
આંખ ઢાંકી એને જન્મ્યો અંધ કુંવર
સાથળ ઢાંકી એને જન્મ્યો પાંડુ કુંવર
અંધ થયો રાજા ધવળાગઢનો
પાંડુ થયો રાજા હસ્તિનાપુરનો.

(ક્રમશઃ)

# મારા તે ડુંગરે

મારા તે ડુંગરે,
ઊપર આકાશ છે

જોવાને આવજો,
હો મારા તે ડુંગરે

મારા તે ડુંગરે,
તારા ને ચાંદા

રાતે રમવાને,
હો મારા તે ડુંગરે

મારા તે ડુંગરે,
નદી ને પહાડ છે

નહાવાં ને કુદવા,
હો મારા તે ડુંગરે

મારા તે ડુંગરે,
હો ઝાડવાં ગીચ છે

ભૂલા પડવાને,
હો મારા તે ડુંગરે

મારા તે ડુંગરે,
હો એક વાર આવજો

એકવાર આવજો,
હો અનેક વાર આવજો

# રીંગણીયો

એક ડોસો અને એક ડોશી હતા. એમની ઉંમર પચાસ સાઠ વર્ષની હતી. તેઓ વાંઝિયા હતા. એક દિવસ ડોશો હળ જોડવા ગયો હતો અને ડોશી ઘેર રાંધવા રહી હતી. ડોશી શાક રાંધવા રીંગણા તોડીને લાવી હતી અને તેને ખાંડણીયામાં મૂકી ઉપર સુંપડુ ઢાંકી દીધુ હતુ. ડોશી ઘરમાં ભાત બનાવતી હતી

એ ટ લા માં ખાંડણીયામાં છોકરી બોલવા લાગી મા મા હું બાપુને ભાત ખવડાવવા જાઉ? ત્યારે ડોશી વિચાર કરવા લાગી કે મારે કોઈ છોકરી નથી અને કોઈ મને મા કહીને બોલાવે એ કોણ? એટલામાં છોકરી સામે દોડીને આવવા લાગી. ડોશી બળવા પાસે ખોળો ભરાવીને થાકી હતી પણ છોકરા થતા ન હતા પણ એને જે જોઈતું હતું તે જ મળી ગયું એટલે ડોશીએ તે છોકરીને હાંડલીમાં રાબડી અને થોડુંક ભાત લઈને ખેતરે ભાત આપવા મોકલી.

ત્યા ખેતરમાં જઈને છોકરી કહેવા લાગી બાપુ બાપુ ભાત ખાવા આવ સામે છેડે જઈને ડોશો જોવા લાગ્યો કે મારે કોઈ છોકરી નથી અને આ છોકરી કોણ હશે? છોકરી મારી સામે જોઈને ઊભી રહી, પછી ડોશો છોકરીની સામે હળ લઈને આવ્યો. ત્યાં પાસે આવીને કહ્યું કે તુ કોની છોકરી?તુ મને બાપુ કહીને કેમ બોલાવે છે? એટલે છોકરીએ કહ્યું કે તમે બળવાની પાસે ખોળો ભરાવેલો તે હુ છું એટલે ડોશો સમજી ગયો કે મારા પર બાબાદેવે દયા કરી છે. છોકરી બાપુને કહેવા લાગી કે બાપુ તમે પેલા લીંમડાની છાંયે બેસીને રાબડી ખાઈ લો. હું બળદો ચારું છુ. એટલે ડોશાએ બળદને સેઢા પર ચારવા છોકરીને કહ્યું અને ડોશો રાબડી(રાબ) ખાવા ગયો. ત્યાર પછી ખાઈને લીંબડાની છાંયે આરામ કરવા લાગ્યો. અને ત્યાં ઊંઘી ગયો. બળદો સામેના

છેડે હતા ત્યાં ચોરો આવીને બળદોને લઈ ગયા. એટલે છોકરી રડતી રડતી આવી અને બાપુને કહેવા લાગી કે બાપુ બાપુ આપણા બળદો ચોરો લઈ ગયા. ડોશાએ છોકરીને કહ્યું કે મારા બળદો જ્યાં સુધી ના લાવે ત્યાં સુધી હું ઘેર આવુ નહી. એટલે છોકરી ગભરાઈ ગઈ. તેનુ નામ રીંગણીયો હતું. છોકરી બળદો શોધવા ગઈ, ત્યાં જતા જતા વીંછી મળ્યો. વીંછી પૂછવા લાગ્યો કે દાદા રીંગણીયા ક્યા જાવ છો? ત્યારે રીંગણીયાએ કહ્યું કે મારા બળદો ચોર લઈ ગયા છે તે જોવા માટે હું જાઉ છું ત્યારે વીંછી કહે હું પણ તમારી સાથે આવુ, એમ કરી બે જણ જવા લાગ્યા. આગળ જતા જતા વાંદરો મળ્યો. તે પૂછવા લાગ્યો કે દાદા રીંગણીયા અને વીંછી ક્યા જાવ છો? એટલે ફરી છોકરી કહેવા લાગી કે મારા બળદ ચોર લઈ ગયા છે, તે જોવા જઈએ છીએ, ત્યારે વાંદરો પણ તેમની સાથે ગયો.

પછી જતા જતા એક ગામ આવ્યું ત્યાં એક પતંગિયું મળ્યું અને પૂછવા લાગ્યુ કે દાદા રીંગણીયા દાદા વાંદરા કયા જાઓ છો? પછી છોકરી કહેવા લાગી કે મારા બળદો ચોર લઈ ગયા છે તે જોવા માટે જઈએ છીએ. ત્યારે પતંગિયુ પણ સાથે ગયુ. જતા જતા ચોરનું ગામ આવ્યું.

અંધારું થઈ ગયુ હતું એટલે વીંછીભાઈ કામડી પર બેઠા અને વાંદરાભાઈ ઘરની બહાર. પતંગિયુ ઘરનો ચૂલો હતો ત્યાં છાણામાં બેઠુ. રીંગણીયો પોતાના બળદો છોડવા ગયો. બળદો છોડતા ચોર જાગી ગયો એટલે લાકડી લેવા ગયો. ત્યાં વીંછી હાથે કરડયો. પછી દિવો સળગાવવા ઘરમાં છાણું ફુકવા લાગ્યો ત્યાં પતંગિયુ ફફડવા લાગ્યુ અને દીવો ઓલવી નાંખ્યો આથી ચોર ગભરાઈ ગયો. તે ઘરની બહાર નીકળ્યો તો ત્યાં વાંદરો બોલવા લાગ્યો, એટલે ચોર ગામમાં જતો રહ્યો. રીંગણીયો બળદો લઈ ઘરે આવ્યો. ડોશાને જઈને બળદો આપ્યા. ત્યાર પછી ઘરની છોકરી તરીકે તેને સ્વીકારી.

# ફરી મળીશું

આ લખાણ તમારા હાથમા આવશે ત્યાર  સુધી ચોમાસુ બેસી ગયેલુ હશે. ચોમાસુ  એટલે વરસાદના ચાર મહિના. 'માસ' એટલે 'મહિનો' આપણા વરસના બાર મહિના હોય છે. તડકાના ચાર મહિના, શીયાળાના ચાર મહિના અને વરસાદના ચાર મહિના. હું નાનો હતો ત્યારે મને થતુ કે આપણા વરસના બાર મહિના કેમ? એકાદ-બે વધારે કે ઓછો થાય તેથી શુ ફેર પડવાનો છે? આપણા ગણિતમાં તો આંકડા ૧ થી૧૦૦ સુધી છે, તો પછી મહિનાની ગણત્રી ૧૨ માં અંક પાસેથી કેમ અટકી જાય છે? એવી જ રીતે મને લાગતુ કે આપણા મહિનાના ૩૦ દિવસ ના હોત, એની જગ્યાએ ૨૦ જ દિવસ હોત તો કેવુ સરસ ! નહી? પછી પગારદાર માણસોને તો દર ૨૦માં દિવસે ફરીથી નવા પગારના નાણા મળ્યા હોત. હું નાનો હતો ત્યારે ઘણા બધાને પૂછતો, તમને ખબર છે કે અઠવાડિયાના દિવસ સાત, મહિના દિવસ ત્રીસ અને વર્ષના બાર મહિના કોણે રચ્યા? બીજા પ્રાણીઓમાં તો આ મહિના અને સાલની પરંપરા જોવા નથી મળતી? બોલો બિલાડી કે સસલાંને અત્યારે ક્યો મહિનો ચાલે છે તેની ખબર છે? નથી ને? પણ મને કોઈએ જવાબ આપ્યો નથી. ઉપરથી એ મને ખખડાવતા, ખીજવતા રહેતાં કે ''ભાઈ, તને તો સમય બગાડવાની

ખોટી ટેવ છે.'' મને એ દિવસ લાગ્યું કે હું આ બધા પ્રશ્નોમાં મારો સમય બગાડુ છુ કે પછી સમયને સમજવા માગુ છુ? થોડો મોટો થયો, અને વાંચન વધ્યુ. અને એક ખૂબ સારા ગુરુજી અમને ભણાવતા હતા, ત્યારે ખબર પડી કે આપણી પૃથ્વી-એટલે જે જમીન પર આપણે રહીએ છે તે- ગોળાકાર છે. તેને કોણ માપવા બેસે છે, તો ત્રણસો અને સાહિઠ(૩૬૦) થાય છે. એવી કલ્પના કે પૃથ્વી-રોજ ૧ અંશ ખૂણો આગળ વધે છે એટલે આશરે ૩૬૦ દિવસોમાં ૩૬૦ અંશ આગળ ખસે આ ૩૬૦ દિવસોને પછી સરખા ભાગોમાં વહેચવાનું થયું ત્યારે તેમાંથી દરેક મહિનાને ત્રીસ દિવસ આપવામાં આવ્યા આવી રીતે રોજ ૧ અંશ ખૂણા જેટલી આગળ વધે તો પૃથ્વી વર્ષ અંતે ફરીથી એની મુળ જગ્યા પર પહોચે છે. એટલે ફરીથી આપણને પહેલા મહિનાથી ગણત્રી કરવી પડે છે. પણ એક વાત છે. પૃથ્વી ભલે તેની મૂળ જગ્યા પર આવે, આપણો સમય એકવાર નીકળી ગયો તો ફરીથી પાછો ક્યારેય નથી આવતો એટલે જ આપણે દરેક દિવસે અન દરેક મહિને સમયનો સારો ઉપયોગ કરતા રહેવુ પડશે. આપણો જમાનો સમય બગાડવાનો નથી. સમયને સમજી લેવાનો છે. અને તે માટે મારે તમારે પ્રશ્ન વિચારતા થવુ પડશે ખરુ ને?